# CHANDRAKANT

TREATISE ON THE PRINCIPLES OF VEDANT

VOL III

BY

**ITCHARAM SURYARAM DESAI**

*LATE EDITOR 'GUJARATI'*

**THE GUJARATI PRINTING PRESS,**

SASSOON, BUILDINGS, CIRCLE FORT

BOMBAY

1924

rice Rs 4-0-0

# चन्द्रकान्त

वेदान्त ज्ञाननो मुखग्रंथ

## चतुर्थ प्रवाह–हिमगिरिनी पर्णकुटी

કર્ત્તા

**ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ**

પંચદશી'પર ટીકા લખનાર, 'ગુજરાતી'ના આદ્ય તંત્રી, ઇ૦

( ભાગ ત્રીજો )

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ–મુંબાઈ

સંવત ૧૯૮૦ ઈ૦ સ૦ ૧૯૨૪

મૂલ્ય રૂ. ૪–૦–૦

# पुष्पांजलि

श्री सद्गुरु ब्रह्मनिष्ठ

## श्री अच्युतानन्द स्वामी

आप सद्गुरुवर्यना कृपाकटाक्षथी अद्वैतामृतनो हु स्वादियो थयो छु, आपनी कृपाथी ज अद्वैतात्मदर्शन प्रति मारी वृत्तिओ वळवा माडी छे,–तेमा लीन थवानी भावना थाय छे, आप, ब्रह्मामृतना वर्षणथी मारा नीरस हृदयक्षेत्रने रसभर्यु करी, उपदेशद्वारा जे पारमार्थिक बीजो मारा हृदयक्षेत्रमा रोपता हता, ते काळे करीने नवपल्लवित थया छे, अने ते आपनी ज विभूति छे, ते आजे आपना पवित्र चरणकमळमा शिष्यभावे समर्पण करु छु ते आप, ज्या विराजता होव त्या, स्वीकारी मने कृतार्थ करशो

मुबई,<br>चैत्री पूर्णिमा–१९०७

आपनो अनृणी शिष्य<br>इच्छाराम सूर्यराम देशाई

# ચતુર્થાવૃત્તિ સંબંધી બે બોલ

પરમ કૃપાળુ ઇષ્ટદેવની ઇચ્છાનુરૂપ અમારા પૂજ્ય પિતાશ્રી રચિત ચન્દ્રકાન્તના તૃતીય ભાગની ચતુર્થાવૃત્તિ પ્રકટ કરવાનો શુભ અવસર પ્રાપ્ત થાય છે, તે માટે તે દયાઘન પ્રભુનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો આ આવૃત્તિ પ્રકટ કરતા અમારે ખુલાસો એ કરવાનો કે એમા કશો પણ ફેરફાર કરવામા આવ્યો નથી, પણ મૂળકર્તાએ કરેલા દ્વિતીય સસ્કરણનુ પુન મુદ્રણ આમા કરાયુ છે ચન્દ્રકાન્તનો તૃતીય ભાગ ઘણા સમય થયા વેચાતો નહોતો, અને જિજ્ઞાસુ વાચકોની ઇચ્છા એથી અતૃપ્ત રહેતી હતી, તેટલા માટે આ ભાગ ત્વરાથી છપાવી પ્રકટ કર્યો છે કાગળ આદિ મુદ્રણ સાહિત્યની મોંઘવારીને લીધે જગદ્વ્યાપી મહાયુદ્ધ પૂર્વે જે કિંમતે આ ગ્રન્થ વેચી શકાતો હતો તે કિંમતે વેચવાનુ શક્ય ન હોવાથી પુસ્તકની કિંમત ન છુટકે વધારવી પડી છે આ ગ્રન્થ ઘણા જિજ્ઞાસુ–મુમુક્ષુ જનોને ઉપકારક થઈ પડ્યો છે અને હજી પણ તેવો જ આનદવર્ધક અને જ્ઞાનપિપાસા તૃપ્ત કરનારો થઈ પડશે એવી આશા છે

ગ્રન્થકર્તાએ પ્રથમ ભાગની પ્રસ્તાવનામા દર્શાવ્યા પ્રમાણે સપ્ત પ્રવાહનો ગ્રન્થ રચવાની મૂળ યોજના રાખી હતી તેમાથી શ્રીહરિની કૃપાથી ચાર પ્રવાહો ત્રણ ભાગોમા તેઓ લખી શક્યા, અને ચતુર્થ ભાગમા બાકીના ત્રણ પ્રવાહોનો સમાવેશ કરી યોજના પૂર્ણ કરવાનો પૂજ્ય તાતચરણનો વિચાર હતો પણ દૈવેચ્છા અનુકૂળ થઈ નહિ, અને પ્રવાહ અપૂર્ણ રહ્યો પણ જિજ્ઞાસુ વાચકોની અનેક દિશામાથી તે સબધમા પૃચ્છા થતી રહેલી છે તેઓના સતોષાર્થ કૈવલ્યધામ નામના ચન્દ્રકાન્તના ચતુર્થ ભાગ માટે જે બે પૃષ્ઠો તાતશ્રી લખી આરભ કરી ગયા હતા તે બે પૃષ્ઠો આ ચોથી આવૃત્તિમા અમે મુદ્રાકિત કર્યા છે તે ઉપરથી વાચનારને જણાશે કે ગ્રન્થકર્તા કઈ દિશામા કૈવલ્યધામ નામનો ચતુર્થ ભાગ સમાપ્ત કરવા ધારતા હતા એમા પરમાત્મા શ્રીકૃષ્ણ અને ભક્તરાજ શ્રીઉદ્ધવનો રૈવતાચળ પર્વતના શિખર ઉપર ચાલેલો સુદર સવાદ અને કથા ઉપદેશ દ્વારા तद्धाम परम मम તે મારુ પરમ ધામ છે, એ સૂત્રના શાસ્ત્રીય સ્પષ્ટી કરણરૂપે ગ્રન્થરચના કરવાનો તેમનો વિચાર હતો પ્રસ્તુત વિચાર

ફળીભૂત થઈ શક્યો નહિ, એ સંતાપની વાત છે, એટલે એટલાથી જ આપણે સંતોષ પકડવાનો છે આ ચન્દ્રકાન્ત તત્ત્વમણિના રચનારા કોણ હતા, એ વગેરે જાણવાની જિજ્ઞાસા ઘણા વાચનારાઓને થતી હતી, તેથી તેમનું સંક્ષિપ્ત આત્મચરિત્ર ચન્દ્રકાન્તના પ્રથમ ભાગની નવમી આવૃત્તિમાં અમે મુદ્રિત કરેલું છે, તે વાચવા વિજ્ઞપ્તિ છે ચન્દ્ર-કાન્તના હિન્દી અને મરાઠીમાં અનુવાદો થયેલા છે, અને બાકી રહેલા ભાગોના અનુવાદો અમારા તરફથી થઈ રહ્યા છે એનો જુદી જુદી ભાષાઓમાં સારો પ્રચાર થવા લાગ્યો છે, એ ગ્રન્થની આકર્ષકતા અને ગુણો દર્શાવે છે વેદાંતજ્ઞાનના આ ગ્રન્થો, યથાનામ તથા ગુણા એ લોકોક્તિ પ્રમાણે ચન્દ્રકાન્ત મણિમાંથી ઝરતા તત્ત્વજ્ઞાનના અમૃતરસનું પાન વાચકોને કરાવતું રહે અને કલ્યાણ કરે, એવી અમારી શુભેચ્છા છે

સં ૧૯૮૦ ગંગાદશરા
મુંબઈ

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# પ્રસ્તાવના

આર્યાવર્તની પવિત્ર ભૂમિમા અભેદતત્ત્વરૂપ દિવ્યપ્રસાદની જે ઝાખી, હતી ન હતી થઈ રહી છે, તે આજકાલ નવીન સ્વરૂપે ઝાંખુ ઝાખુ દર્શન દેવા લાગી છે. રાજ્યમા, વ્યવહારમા, ધર્મમા, ગદ્યપદ્યાત્મક કાવ્ય પ્રબધમા, વર્તમાનપત્રના શુષ્ક લેખોમા, શાસ્ત્રીય શોધનમા, યુદ્ધના અનુમોદનમા કે વિદ્યાના પઠનપાઠનમા અભેદની ઝાખી સુઘડ અને સુદરતાથી પરતુ ગુપ્તપણે રસલતી જોવામા આવે છે, અને એથી અભેદને વિલાસી આનદ પામ્યા વગર રહી શકતો નથી વ્યવહારની અનેક પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહ્યા છતા પણ, વિશ્વમા વિહરતા પ્રાણીના હૃદયમા, એક જાતની નૂતન ભાવના કોઈ પણ સમયે-એકાન્તમા કે દોઢડાહી દુનિયાની દોડાદોડમા-પ્રકટ્યા વગર રહી શકતી નથી, કે આ દુ ખદ સંસારની રાગદ્વેષ કલેશવાળી સ્થિતિનો ત્યાગ કરી કોઈ પણ ઉચ્ચતર સ્થિતિમા પ્રવેશ થાય તો જ જન્મ્યાનુ સાર્થક છે સાપ્રત વિલાસ વ્યવહારકુશળ કે પરમાર્થકુશળના હૃદયમા રમી રહેલી એ વાસના એવી તો સજ્જડ ચોંટી બેઠી છે કે, સાપ્રત ઐહિક અવદશાનો નાશ કરી ઉચ્ચતર દૈવી અવસ્થાને પ્રાપ્ત થવુ તદર્થે અનેક પ્રકારના વ્યામોહક પ્રયત્નો ચાલી રહ્યા છે, પરતુ આદ્યભેદનો પ્રતિલાપ આતર આનદને માટે કરવો જોઇએ, તેને માટે થોડા જ પ્રયત્નશીલ જોવામા આવે છે વિશ્વાસ છે બુદ્ધિના બળપર, બુદ્ધિ છે અવિશ્વાસયોગ્ય, મૂર્ખ અને સ્વની ઘાતક, પરિણામ મલિન વાસના મલિન વાસનાથી–વ્યાવહારિક પ્રેમમા મસ્ત બનવાથી, ઘાતક રાગદ્વેષ અને સદાનો કલેશકારી વ્યવહાર અનુભવાય છે આર્યઋષિ મહાત્માઓએ વ્યવહાર પરમાર્થની જે પ્રણાલિકા બાધી, ભેદમાથી અભેદનુ સાક્ષાત્ દર્શન કરાવ્યુ છે અને ઉચ્ચતર સ્થિતિનુ સ્થાન કિયુ છે, તે પરોક્ષ રીતે દર્શાવ્યુ છે, તેટલુ છતા વ્યવહારકુશળ જનો બુદ્ધિના આલાપ સંલાપમા એવા તો જક્કરબધ બધાઇ ગયા છે કે, શુદ્ધ ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવાને જે શ્રમ, જે સાધન ને જે સપત્તિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે, (જેમા બુદ્ધિ પણ પ્રતિલાપ પામી જાય છે અને ત્યારે જ પરમ વિશુદ્ધ ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત થઇ શુદ્ધ ચેતન પ્રાપ્ત થઇ શકે છે) એના અજ્ઞાનથી, શુદ્ધ

માર્ગની અવદશા જ થઈ રહી છે આજકાલ ધર્મ અને જ્ઞાનને નામે મનુષ્યવર્ગને અધમ સ્થિતિમા વિશેષ ઉંડા ઉતારી દેવાય એવી બુદ્ધિવિલાસની રમતો રમાય છે અને ભૌતિક અનર્થોપર મનુષ્યવર્ગની શ્રદ્ધા ચોંટતી જાય છે પરંતુ મન અને શરીરના વ્યવહારના પારમા, પરમતત્ત્વની જે સુઘડ સુદરતા દર્શન દઈ, વ્યવહાર માત્રને ઉચ્ચતર સ્થિતિમા પણ મૂકી દે છે, એવા અભેદતત્ત્વને માટે, જીવિતના સાર્થક માટેની વાસના છતા પણ બહુ જ થોડા જનો મથન કરે છે નિયમિત માર્ગે અધની માફક—એક બીજાના ખભાપર હાથ મૂકીને ગાડરની પેઠે ચાલ્યા જાય છે ફળ મળે છે અતિ તુચ્છ, પણ સતોષ માને છે અતિ પરમ એવી સ્થિતિમાથી જે જિજ્ઞાસુ છે, જેને પરમ ભાવના છે, જે સાયુજ્યનો અભિલાષી છે, એવાને માટે શાતિ દેનારો ચન્દ્રકાન્તમણિ, હિમગિરિની પર્ણકુટીમાથી ઉદ્ભવે છે.

વ્યવહાર પરમાર્થનુ દ્વાર છે વ્યવહારમા રહે સતે પરમાર્થ પ્રાપ્ત થઈ શકે છે તત્ત્વજ્ઞાનનુ ગૂઢ તત્ત્વ, અભેદતત્ત્વની રૂપરેખા સુલભતાથી કેમ પ્રાપ્ત થઈ શકે, લોકરુચિને સામ્પ્રત નિર્માલ્ય રુચિમાથી પાછી ફેરવી વિશુદ્ધ રુચિ કેમ કરાવી શકાય અને તેમાથી સત્ય માર્ગે કેમ વાળી શકાય અને ઉચ્ચતર સ્થિતિની આકાક્ષા કેમ પૂર્ણ થઈ શકે, તેને માટે યથામતિ સુકુમાર પ્રયત્ન, ત્રણ ગ્રથોમા કરાવવામા આવ્યો છે પિત્તપ્રકોપની શાતિ શર્કરાથી થતી હોય, તો પછી શા માટે પટોલનો પ્રયોગ કરવો? ઉપનિષદાદિક ગ્રથો જ્યારે જ્ઞાનીઓને માટે પણ ક્લેશસાધ્ય છે, ત્યારે આવા ગ્રન્થો સુકુમારમતિના જિજ્ઞાસુ જનોને સરલતાથી તત્ત્વવસ્તુનો બોધ કરી શકે છે તેમાએ અભેદ–અદ્વૈતાત્મ દર્શન છે, આમા પણ તેનુ તે જ છે, વસ્ત્રાલકાર ભિન્ન છે—એ જ ભેદ છે જે અભેદ દર્શને આર્યાવર્તના પૂજ્ય પુરુષોને ઉન્નત સ્થાનમા મૂક્યા છે—તેમા, અને તત્ત્વ કે શાસ્ત્ર, નીતિ કે ધર્મ, આત્મા કે અનાત્મા, ચેતન કે જડ, એમા કશાનો પણ ભેદ જ નથી, પરતુ એ અભેદભાવનાથી જો વ્યવહારમા અલિપ્ત રહી શકાય તો, રાજ્ય, વ્યવહાર, કળા કે શાસ્ત્ર સર્વેમા તે સર્વોપરી થઈ, જે ક્ષણિક સુખને માટે આજનો મનુષ્યવર્ગ ઉથલપાથલ કરી રહ્યો છે તે, સ્થૂલ અને સૂક્ષ્મની પાર પહોંચી, ખરેખરુ એવુ સત્વ-બળ પ્રાપ્ત કરી શકે કે, જેનાથી આધુનિક નિર્માલ્ય વ્યવહારમા પ્રકાશ પ્રકટી, કઈક જૂદો જ રગ દર્શાવી શકે વર્તમાન સમયમા જે વિટબનાઓથી આર્યાવર્ત અને કહો કે આખુ જગત્ પીડાય છે,

તેનુ મૂળ મડાણુ, અભેદભાવનો ત્યાગ અને ભેદમા લોલુપતા જ છે જો મનુષ્યમાત્ર શાતિ અને મુક્તિને માટે ઉત્સુક હોય-જિજ્ઞાસુ હોય તો તેનો વિજય, સ્વાર્થનો ત્યાગ અને પરમાર્થના પૂજનમા સમાયલો છે અભેદભાવને, તત્ત્વદર્શનને, વ્યવહારથી ભિન્ન માન્યાનું પરિણામજ જગતની વિટબણા ને કલેશનો રગડો છે શુદ્ધ શાતિ અને મુક્તિ પ્રાપ્ત કરવા માટે, અને વ્યવહારની વિટબનાઓને ક્ષીણ કરવા માટે, કુતર્કોની જાલ વિસ્તરી રહી છે, તે એકદમ કોશેટાના કોકડા માફક સમેટી લેવાશે, તો સત્ય સુખના ભોક્તા થઈ શકાશે, કેમકે અદ્વૈતાત્મદર્શનની ચમત્કૃતિ ભવ્ય અને અસીમ છે, સામર્થ્ય આપે છે ને સુસ્થિત કરી શકે છે જે પુરુષ જળકમળવત સાપ્રત પ્રવૃત્તિને સમસ્ત ભાવનાથી અલિપ્ત રાખે છે, તે જ તેમાથી બચી શકે છે સર્વ સામર્થ્ય પ્રાપ્તિ માટે આત્મા શુદ્ધ પ્રપચરહિત અને સ્વાર્પણ કરનારો હોવો જોઇએ, વ્યષ્ટિ ભાવનાનો સમષ્ટિમા આવિર્ભાવ કરવો જોઇએ અને એ જ જીવન, પ્રેમ-સુખ સર્વનુ પરમ ફળ આપે છે જેને અભેદભાવના સિદ્ધ છે તેના હાથમા ગીરનારની અમરકુપ્પી છે અને હિમગિરિના મહાત્માના શિષ્ય સુવિચારશર્માનો સ્પર્શમણિ છે. તે જે ઇચ્છે તે મેળવવા સમર્થ છે, ધારે તે કરવાને બળવાન્ છે, જેને સમષ્ટિનુ આગાઢત્વ સમજાયુ છે, તે શુ કરવાને અસમર્થ છે?

ચન્દ્રકાત ચતુર્થ પ્રવાહમા હિમગિરિના મહાત્મા યોગીન્દ્ર મુનિએ સુવિચાર અને તેની સહચરી પ્રકટપ્રજ્ઞાને જે જ્ઞાન પ્રાપ્ત કરાવ્યુ છે, તેનો શુદ્ધ હેતુ આ જ છે જે સુવિચારશીલ છે તેની સદાસગી અર્ધાગના પ્રકટપ્રજ્ઞા છે ક્ષણભર પણ એક બીજાને એક બીજાનો વિયોગ થતો નથી જ્યા સુવિચાર અને પ્રકટપ્રજ્ઞા એકરસ છે, ત્યા દ્વૈતનો ભાસ જ નથી જ્યા દ્વૈતનો આભાસ જ નથી, ત્યા સ્વય યોગીન્દ્ર મુનિ પધારી, પરમ અદ્વૈતાત્મદર્શનનો લાભ આપે છે, અને તેમા સકળ સુખની પરમ અવધિ છે જ્યા સુરુચિ ને સુમતિ છે ત્યા જ ઉત્તાનપાદ છે, અને જેનો પદ ઉંચો છે તે જ ધ્રુવ અને ઉત્તમ પુત્ર (ફળ) પ્રાપ્ત કરી શકે છે! શ્રીમદ્ભાગવતમા ધ્રુવાખ્યાનમાથી જે રહસ્ય લેવાનુ છે તે પણ આવુ જ છે તદુપરાત હિમગિરિની પર્ણકુટીમાથી વહેતો અભેદભાવનાનો અમર ઝરો પણ એ જ દર્શાવે છે કે, વ્યવહારકુશળ પુરુષના હૃદયમા જ્યા સૂધી મલિનવાસનાનો અશ હશે, ત્યા સૂધી તે ગમે તેવો જિજ્ઞાસુ હોય છતા તે પરમ સત્વની-પરમબ્રહ્મની પ્રાપ્તિનો અધિકારી થઈ શકશે નહિ

એ અધિકારી પદ પ્રાપ્ત કરવાર્થે, ભેદરૂપ મલિનવાસનાનો ને બધનો સર્વાંશે લય કરવો, કેમકે તેનો લેશ પણ ક્લેશસાગરમા એટલો ઉંડો તાણી જાય છે કે, જેમ મહાસાગરના મગરમચ્છના મુખમા સપડાયલુ એક આગળુ આખા શરીરનો નાશ કરી નાખે છે, તેમ વ્યવહારની મલિનવાસના જીવનમા કરેલા અનેક સુકૃત્યો છતા પણ પાછો પાડે છે જ્યા સૂધી મલિનવાસનાને ક્ષીણુ કરવા માટે શ્રમ લેવાતો નથી, તેની ક્ષીણતા માટે ઘોર યુદ્ધ કરવામા આવતુ નથી, ત્યા સૂધી તે પોતાના પજામાથી મુક્તિ આપી શકતી નથી એ મલિનવાસનાનો પરાજય કરવા માટે, પ્રણવબ્રહ્મના તાનમા ગુલતાન થવાનો પ્રયત્ન થવો જોઇએ, અને દ્વૈતની ધૂળને વાળીઝાડી હૃદયમદિરને સ્વચ્છ કરી, અદ્વૈતના ઇશ્કમા મસ્ત થવુ જોઇએ એ મસ્ત તે જ अहं ब्रह्मास्मि તે જ જીવન્મુક્ત અને વિદેહમુક્ત પણ તે જ.

ચન્દ્રકાન્તમાથી નીકળેલા પ્રવાહમા સ્નાન કરીને અનેક જિજ્ઞાસુઓ આધિવ્યાધિરહિત બન્યા હશે તેવાઓને આ ચતુર્થ પ્રવાહ વિશેષ આનદ આપશે અને તેના તટપર બેસી નિર્મળ જ્ઞાનામૃતનું પાન કરવાનુ ધારશે તો તે પરમ કલ્યાણકારી થઈ પડશે, એવો મારો નિશ્ચય છે પ્રથમના ત્રણ પ્રવાહમા કેટલા કેટલા જિજ્ઞાસુઓએ કેટલી કેટલી શકાઓ કહાડી છે તેના સમાધાન પૂછેલા છે પરતુ હુ કંઇ ગુરુ નથી, આચાર્ય નથી, તેમ કોઇને બોધ કરવાનો દાવો પણ કરતો નથી, પણ વ્યવહાર વ્યવસાયી છુ, એટલે જિજ્ઞાસુઓની જિજ્ઞાસાનુ સમાધાન કરવા જેટલો સમય ધરાવતો નથી તેવા જિજ્ઞાસુઓ પ્રતિ મારી એટલી જ પ્રાર્થના છે કે, કોઇ સદ્ગુરુ પાસેથી પોતાની જિજ્ઞાસાનુ સમાધાન કરી લેવુ સવાદ, વિવાદ કે વિતડા કરવાની મારામા શકિત નથી, અને તેમ કરવાની મારી ઇચ્છાએ નથી સદ્ગુરુકૃપાથી મને જે કાઈ જરાતરા પ્રાપ્ત થયુ છે, તે માત્ર મેં કાગળપર લખી દર્શાવ્યુ છે એમા જે સમજણ પડે તે વાચી જવુ અને તેનુ રહસ્ય ગ્રહણ કરવુ, જે ન સમજણ પડે તે, સદ્ગુરુઓના ચરણમા પ્રણામ કરી, વિવેકી બની પૂછીને સશયનુ છેદન કરવુ, એ શકાશીલને માટે સુલભ માર્ગ છે પોતાના મનનુ સમાધાન કરવાની જેને ઇચ્છા છે તેને તે સહજ પ્રાપ્ત થઇ શકશે, પણ જેને પ્રતારણા કરવી છે તેનો તો છેડો જ નથી, અને આજકાલ પ્રતારકોની ખોટ કે તોટોએ નથી

* * * * *

અદ્વૈતદર્શનની પ્રથમ ઝાખી જ્યારે હુ ભરુચ રહેતો હતો ત્યારથી જ મને થઈ છે વિ સ ૧૯૨૬ ના માર્ગશીર્ષ માસમા હુ મારા કેટલાક નિશાળના ગોઠીઓ સાથે રવિવારે રવિવારે ભરુચથી ત્રણ માઇલ દૂર આવેલા ઝાડેશ્વરના શકરના દર્શને જતો હતો ત્યા સીતારામ નામના એક સાધુ ૧૫–૨૦ મનુષ્યો સમક્ષ 'જીવન્મુક્તિ વિવેક' ની કથા કરતા હતા કથા કરવાની તેમની રીતિ ઉત્તમ હતી જિજ્ઞાસુની શકાઓનુ સમાધાન સત્વર થતુ હતુ આશરે આઠ રવિવાર તેમની કથા મેં સાભળી હશે અને ત્યારથી વેદાતશાસ્ત્રપર મને કઇક રુચિ થઈ છે ૧૯૨૮–૨૯ મા સુરતના લાલ દરવાજા બહાર પધારેલા બ્રહ્મનિષ્ઠ સ્વામી અચ્યુતાનદજી પાસે શ્રીમદ્ભગવદ્ગીતાની કથા ૧૭ માસ સૂધી મેં શ્રવણ કીધી હતી ઉક્ત સ્વામી અતિ પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી, નિરપેક્ષ અને રાગદ્વેષરહિત હતા તેમને કોઈ પ્રકારના ધન, માન કે કામની કામના ન હતી અકસ્માત્ હુ તેમની પાસે જઈ ચહડ્યો હતો જેમ આજના ઘણાકોની બુદ્ધિનો વિલાસ છે કે, સાધુ માત્ર ઢોગી ધુતારા ને દભી છે તેવો જ મારો પણ વિચાર હતો પણ તે મારા અજ્ઞાનનુ પરિણામ હતુ સાધુ માત્ર સાધુ નથી, તેમ સાધુ માત્ર અસાધુએ નથી હુ ગયો તે દિવસે શ્રીગીતાનો પ્રથમ અધ્યાય પૂરો થઈ દ્વિતીય અધ્યાયના ત્રીજા શ્લોકનુ પ્રવચન ચાલતુ હતુ સ્વામીની કથા કહેવાની કુશળતાથી મને સહજ મોહ ઉત્પન્ન થયા બે ત્રણ સ્ત્રીઓ ને દશ બારેક પુરુષો, જેઓ-માના બે વિના બીજા કુણબી જાતિના હતા, તેઓ જ એ કથાશ્રવણમા બેસતા હતા સ્વામીના મુખમાથી નીકળતા વચનામૃતોપર મારી રુચિ થવાથી નિત્ય ત્યા જવા માડ્યુ દિવસે દિવસે તેમના પ્રવચનમાથી અનેક પ્રકારે હૃદયને નવુ જીવન–ચેતન દેનારા અમૃતનો સ્વાદ લેતા, કાઈ નૂતન પ્રકારની મને ઝણઝણી છૂટવા માડી અને રવિવારનો ઘણો વખત સ્વામિસેવામા મે કહાડવા માડ્યો તે સમયે મને કોઈ પ્રકારના અભેદના સ્વરૂપનુ કે સિદ્ધાતોનુ જ્ઞાન જ નહોતુ, એમ કહુ તો ચાલે અમદાવાદમા છપાયલુ એક નાનુ પચીકરણ માત્ર વાચેલુ આજે તો કહેતા શરમ લાગે ખરી, પણ બાલિશભાવ દર્શાવનારા હુ વારવાર પ્રશ્ન પૂછતો પરતુ સ્વામી, ગમે તે કારણ હો, પણ કદીએ ગુસ્સે થયા વગર મારી શકાનુ સમાધાન કરવામા આનદ જ લેતા એ શકાસમાધાનનુ ઘેર જઈ મારી બુદ્ધિ અનુસાર ટાચણ કરી લેતો સ્વામીશ્રી લગભગ ૧૮ માસ

સૂધી સુરતમા રહ્યા હતા અને પાછળથી લગભગ ૨૦૦ મનુષ્યો તેમની કથાનું શ્રવણ કરવા આવતા ભકતોના-જિજ્ઞાસુઓના અને સચ્છિષ્યોના પ્રેમે તેમના અગમા આઘાત કીધેલો હોય, એમ મારુ અનુમાન છે ૧૯૩૦ ના માહ વદ સપ્તમીને દિવસે સ્વામીએ શ્રીમદ્ ભગવદ્ગીતાની સમાપ્તિ કીધી હતી સમાપ્તિ ટાણે તેઓ આ વચન બોલ્યા હતા –

"સત પુષોએ સદા ઉપાધિથી દૂર નાસવુ લોકકલ્યાણાર્થે પ્રયાસ કરતા જો તેને એમ ભાસે કે, લોકસગ પણ કલેશકારી અને પતનનુ કારણ છે, તો ક્ષણવાર વિચાર કર્યાં વગર સત પુરુષે પોતાના આત્માની શુદ્ધિ અર્થે તેનો ત્યાગ કરી નીકળી જવુ સગ એ આત્માના વિનાશનુંજ બીજ છે"

સ્વામીશ્રીના ઉક્ત શબ્દોનો મર્મ કોઈ પણ તે સમયે સમજ્યુ નહોતુ, પરતુ બીજે દિવસે પ્રભાતના સ્વામીશ્રીના નિવાસસ્થાનમા દૃષ્ટિ કરતા સ્વામીશ્રી હતા નહિ અનેક ભકતોએ આપેલા ધોતીઆ, શાલો, બન્નુસ, કામળ, પૈસા, વાસણ ઇત્યાદિ પદાર્થો જેમના તેમ તે સ્થાને પડેલા હતા સ્વામીશ્રી વિદાય થઈ ગયા હતા તે પછી તેઓ સુરતમા પાછા પધાર્યા નથી પણ રામપરાના રહેનારા કેવળભાઈ પુરુષોત્તમ દાસ નામના એક કુણબી વેપારી યાત્રા ગયા હતા તેઓને મોઢે મેં સાભળ્યુ હતું કે, ઉપાધિથી નિર્વેદ પામી સ્વામી ચાલ્યા ગયા હતા અને તેઓના દર્શન શ્રી કાશીક્ષેત્રમા ૧૯૪૦-૪૧ મા તેમને થયા હતા એવા બ્રહ્મનિષ્ઠ પુરુષનુ દર્શન મને પુન થયુ નથી જો કે સ્વામીશ્રી અચ્યુતાનદના વિદાય થયા પછી મને જે ચટકી લાગી હતી તદર્થે મે ઘણા સાધુઓની સેવા કરી છે ને કથા પણ શ્રવણ કીધી છે, તથાપિ સ્વામીશ્રીના જેવા નિષ્કામ, આત્મારામ, નિ શક, નિર્ભ્રાંત, કલેશ, ઉપાધિથી દૂર રહેનારા અને ઉત્તમ પ્રકારે બોધ આપનારા સાધનસપન્ન મહાત્માનુ મને પુન દર્શન થયુ નથી એમને જ મે મારા ગુરૂ માન્યા છે, અને મારુ તત્ત્વજ્ઞાન પ્રતિ જે વલણ થયુ અને અધ્યાત્માના વિષયમા મને જે ચટકી લાગી છે, તે તેમની જ કૃપા છે તેમનાથી મને જે પ્રાપ્ત થયુ છે તે આજે તેમના જ પાદારવિંદમા સપ્રેમ તથા સપ્રણામ સમર્પિત કરુ છુ

* * * * *

અધ્યાત્મજ્ઞાન સબધે જે ચટકી વાગી હતી તે ત્યાથી જ અટકી રહી નહિ, પણ જેમ જેમ મને સમય મળતો ગયો તેમ તેમ બીજા

કેટલાક મહાત્માઓ પાસે જઈ વેદાંત જ્ઞાનના અન્ય ગ્રંથો–પંચદશી, યોગ વાસિષ્ઠ અને આત્મપુરાણનું થોડું થોડું શ્રવણ કીધું છે સુરતની લીંબુશેરીને નાકે આવેલા તપોવનમાં જ્યારે સ્વામીશ્રી મોહનલાલજી, વિરાજતા હતા ત્યારે હિંદી ભાષાના યોગવાસિષ્ઠનું (ઇ સ ૧૮૭૩–૭૪), પુન ઝાડેશ્વરવાસી સીતારામજી મુખે (૧૮૭૫ ના ચાતુર્માસમાં) આત્મપુરાણનું, ૧૮૭૯ માં એક માસ (પંઢરપુરમાં) રામદાસ સ્વામી મૂખે મધુસૂદની શ્રીમદ્ભગવદ્ગીતાનું, ૧૮૮૩–૮૪ માં મુંબઈવાસી બ્રહ્મનિષ્ઠ શ્રીજયકૃષ્ણ મહારાજ પાસે શ્રીમદ્ ભગદ્ગીતાના ૭થી ૧૨ અધ્યાયનું, ૧૮૮૭–૮૮ માં મારે ઘેર પધારેલા શ્રી સુખદેવલાલ પાસે પંચદશીના ૬–૭–૮–૯–૧૦ પ્રકરણ અને તે સિવાય બીજા પણ અન્ય સાધુજનો પાસેથી વેદાંત જ્ઞાન પ્રાપ્ત કરવાનો મને જેટલો જેટલો ને જ્યાં જ્યાં પ્રસંગ મળ્યો છે, તેમાંની કથામાંથી જે પ્રાપ્ત થયું છે, એ સર્વની કૃપા પ્રસાદી જ આ ગ્રંથોમાં છે

જેના જેના વ્યાખ્યાનોમાંથી જે જે ટાંચણો મેં સંગ્રહી રાખ્યાં હતાં તે બધાં ઉપરથી મારી બુદ્ધિ અનુસાર ચન્દ્રકાન્ત ઉપજાવી કહાડી તે પરમ પુરુષોની પ્રસાદી જ જિજ્ઞાસુ જીવ સમક્ષ મૂકી છે વસ્તુ વિચાર તો તે મહાત્માના જ છે માત્ર સંકલના જ મારી છે એમાંથી જે સારો ભાગ જિજ્ઞાસુને લાગે તે તેમનો માની લેવો, અને જે દૂષિત લાગે તેનો ભાગી લોકમતે હું જ છું, અને તે સ્વીકારવામાં મને આનંદ જ છે આ જે છે તે સઘળું તેનું જ છે હું તો એક નિમિત્ત માત્ર છું આત્મદર્શનની હજી મને ઝાંખી થઇ નથી તે પરમરૂપને અનુભવવાનું તો બાજુએ રહ્યું, પરંતુ અદ્વૈતાત્મદર્શનના સિદ્ધાંતો સમજવામાં પણ હું સશક્ત થયો નથી યદ્યપિ હું એક પામર જીવ છું, તદ્યપિ અદ્વૈતાત્મદર્શનનું નવું રસાયણ ચન્દ્રકાન્તમાંથી પ્રાપ્ત થઈ શકે, એવું કોઇ પણ જિજ્ઞાસુને જણાશે, અભેદત્વ–અદ્વૈત પરોક્ષતાથી પણ સમજાશે તથા અનુભવાશે, અને જીવનના વ્યાપારમાંથી પણ શાંતિનો માર્ગ પ્રાપ્ત થશે, તો સ્વાનંદસામ્રાજ્યના કરતાં પણ અધિક લાભ થયો હું માનીશ છેવટે હું એટલું જ કહું છું કે જેઓ એકાત્મભાવના વિવેકી છે, રિપુ, બંધુ કે દેહ સર્વમાં સમાનતા જોય છે તેવાઓ,

सर्वेऽत्र सुखिन सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यतु मा कश्चिद्दु खमाप्नुयात् ॥

મુંબઇ
ચૈત્રી પૂર્ણિમા, સ ૧૯૬૩ }

ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ

# સૂચના

પરમ પુરુષની કૃપાથી ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિનો માર્ગદર્શક 'હિમગિરિની પર્ણકુટી' નામક ચન્દ્રકાન્તના ચોથા પ્રવાહની દ્વિતીયાવૃત્તિ, ઇષ્ટના જિજ્ઞાસુને નિવેદન કરતા, પ્રથમાવૃત્તિના પોષકવર્ગ માટે સાનદ સતોષ પ્રદર્શિત કરવો આવશ્યક માનુ છુ આ આવૃત્તિમા યોગ્ય સુધારણા અને આવશ્યક વધારો કરવામા આવ્યો છે આશા છે કે, જિજ્ઞાસુઓને તે અતિ ઉપયોગી થઈ પડશે એકેશ્વર જગદીશની ઉપાસનાના સત્યજ્ઞાન પ્રતિ લોકવૃત્તિ વળેલી જોઇ અત્યાનદ થાય છે અને ચાલુ કરતા ઉચ્ચતર સ્થિતિની અપેક્ષા, બુદ્ધિના વૈભવમાં વિચારતા જનોમા ઉદ્ભવે છે, એ પણ એટલા જ આનદની વાર્તા છે જગદીશના સત્ય જ્ઞાનનો માર્ગ અનાદિ અને અનત છે અને તે સ્થૂલને આધારે પ્રાપ્ત થાય, એવી આશા કરનારાઓ કુતર્કની જાલ જ વિસ્તારનારા ગણાશે અદ્વૈતાત્મક દર્શનના સિદ્ધાતો અગમ્ય કે વિરોધવાળા નથી, પણ શુદ્ધ ને સરળ છે અગાધત્વ અનુભવાયા પછી અલૌકિક રસાયન પ્રાપ્ત થતા સર્વ ઉપાધિ વિરમી જશે, સત્ય પ્રત્યક્ષ થશે અને નિરુપાધિક એકરસ વિશુદ્ધ સત્ સ્વરૂપમા તદાકાર થવાની ઇચ્છા થશે એ ઇચ્છા કરાવનાર ચન્દ્રકાન્ત મણિ થઈ પડશે તો મેં કઇ કીધુ છે, એવુ માની પરમ સતોષ માનીશ

ચન્દ્રકાન્તનો ચોથો વિભાગ 'કૈવલ્યધામ' ક્યારે પ્રગટ થશે, એવુ અનેક તરફથી પ્રશ્ન થયુ છે અનેક ઉપાધિને યોગે પ્રગટ થવામા વિલબ થાય છે, એ મને પોતાને પણ ખેદ કરાવે છે, છતા ઈશકૃપા હશે તો સત્વર પ્રગટ થશે, એવી મારી આશા છે જે જગદીશ પ્રાણીમાત્રની આશાને સદા જ નવપલ્લવિત રાખવામા સમર્થ છે, તે મારી શુભાશા. પ્રાણી તો એ નટવરનુ નચાવ્યુ નાચનારુ માત્ર પુતળુ છે

ભાદ્રપદ, વદિ એકાદશી,<br>સનત્ ૧૯૬૪ મુબઇ

ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ

# વિષયાનુક્રમણિકા

## ચતુર્થ પ્રવાહ-હિમગિરિની પર્ણકુટી

## તત્ત્વાનુસંધાન

## વિષયાનુક્રમણિકા

## વિષયાનુક્રમણિકા

# વિષયાનુક્રમણિકા

ॐ तत्सत् परमात्मने नम

# ચન્દ્રકાન્ત

## પચમ પ્રવાહ

### કૈવલ્ય ધામ

"સર્વેશ્વર, એક છતા અનેક રૂપે પ્રાણીમાત્રના ઘટઘટમા વ્યાપી રહ્યો છે, જે નિરજન નિરાકાર છે છતા સાકાર સ્વરૂપે જે યોગીઓની સમાધિમા પ્રત્યક્ષ થાય છે, જે સર્વ વિશ્વમા વ્યાપી રહ્યો છે, અને જેને હરિ એવા નામ સબોધનથી પ્રાણીમાત્ર ઉપાસે છે, અને હુ જેનુ નિત્ય સ્તવન કરી નિત્ય નમુ છુ, તે કયા છે? રે, મારી દેહની અદરના કોઈ ગુપ્ત સ્થાનમા મને એવુ શુ થાય છે કે જેનાથી હુ સદા ઉદાસ રહુ છુ? મને આ દૃશ્યમાના કોઈ પણ પર પ્રીતિ થતી નથી, હું મારા હૃદયસ્થ કોઈ ગુપ્ત સ્થાનમાથી નિકળતા અગ્નિવડે બળ્યા કરુ છુ મારા અતરનો એ અગ્નિ કોઈ શાત પાડતો નથી! કૃષ્ણ પણ મારા મનનુ સમાધાન કરતો નથી, તો અન્ય તો કોણ એવો છે કે મને શાત પમાડી શકે–મારુ સમાધાન કરે? મને પદાર્થ માત્ર ગમતા નથી, મને ધન ધામ ગરાસ ગમતા નથી, મને સ્ત્રી પુત્ર પરિવાર પર પ્રીતિ થતી નથી! હુ સર્વાગે બળુ છુ! રે, કોણ મને શાન્તિ પમાડે–મારા મનનુ કોણ સમાધાન કરે? કોણ મને સત્ય માર્ગ દર્શાવે? વેદો જેનુ વર્ણન કરે છે એવા પરમાત્માને કોણ મિલાવે? હુ કોણ? ક્યાથી આવ્યો? શા માટે આવ્યો? મોકલનાર કોણ? આ દેહને તો ક્ષણભગુર કહે છે–ટકોરો વાગતા ફુટી જાય તેવો માને છે, તે નાશવત છે, તેનો નાશ થયા પછી તેમા જે કઈ અગોચર છે, જેને હસલો કહે છે, તે કયા જશે? રે, તેનો નાશ શા માટે? તે સદા આ લોકમા કેમ ન રહે? અવિનાશી કેમ નહિ? દેહથી તે હસલો છુટો શા માટે થાય? તે કરાવનાર કોણ? તે છુટો થઈ જ્યા જશે ત્યા શુ થશે? પણ તે જશે કયા? રે, રે, તેનુ મને જ્ઞાન નથી, મને કોઈ તે આપતુ નથી–સમજાવતુ નથી! જ્યા એ હસલો જશે ત્યા તેને કોણ પૂછશે? શુ

પૂછશે? પછી તે કયા જશે? આ વિચારથી મારુ મન ગભરાય છે, મને સર્વ અકારુ લાગે છે એ વિચારથી હુ છતી આખે અધ છુ, છતે કાને બહેરો છુ, છતી જીભે સ્વાદ–રસ વગરનો છુ, છતે મ્હોડે મુગો છુ મને કશાથી પણ આનદ થતો નથી, કોઇનુ પણ બોલવુ મને રુચતુ નથી મને આ લોકમા રહેવાની ઇચ્છા થતી નથી, આ લોકમાથી જવાની ઇચ્છા થતી નથી કયા જાઉં? શું કરુ? હે હરિ, જેને હુ નિત્ય ઉપાસુ છુ, તે તુ મને શાન્તિ આપ"

આ શબ્દો પોતાના મન સાથે બોલતો એક વિકલવેશી પુરુષ રૈવતાચળની પવિત્ર ભૂમિપર મદમદ પગલે, મ્લાન મુખે, ઉચે ને ઉચે ચઢ્યો જાય છે ચોમેર અધકાર વ્યાપી રહ્યો છે દિશાઓ શૂન્ય છે અહુણા પશુ કે પક્ષી, માનવ કે જનાવર કોઇનો શબ્દ સભળાતો નથી સમયે સમયે વાયુદેવ પોતાનો પ્રતાપ બતાવે છે, ત્યારે પર્વત પરના વૃક્ષોના ઘુમવાનો, ડાળી સાથે ડાળીઓ અથડાવાનો, પાદડાનો ખરરર પડવાનો ઝીણો ને જાડો અવાજ કઇક કાન ઉપર પડે છે આ પુરુષને નિર્જનપણાથી ભય થતો નથી તેની દૃષ્ટિ માત્ર આકાશના એક તારા ઉપર જ ઠરી છે, અને તેને લક્ષી ઉપરનો ઉપર ચઢ્યો જાય છે આસપાસ અનેક વનરાજીઓ છે, તેમાથી પરાગમય પવન પરાગ ફેલાવે છે, તેથી પણ આ પુરુષને કઈ આનદ થતો નથી, પવનના સુસવાટાથી તેના ખુલ્લા શરીરને કપારવ થતો નથી, ભયે નથી, તેમ આગળ વધવાથી તેને કઈ આશા હોય તેમ પણ જણાતુ નથી

પ્રાચીમા હજી અરુણોદય થયો નથી *

---

* [ **નોંધ**–ચન્દ્રકાન્ત મણિના ચતુર્થ વિભાગનો અથવા પચમ પ્રવાહનો આટલો જ આરભ કરીને ગ્રન્થકર્તાનો દેહ શાત પડ્યો દયાળુ સર્વેશ્વરની ઇચ્છા આ ગ્રન્થની પૂર્તિને અનુકૂળ ન આવી, એટલે, આ ગ્રન્થ અપૂર્ણ દશામા જ રહ્યો છે, અને તે કોઇથી પૂર્ણ થઈ શકે તેમ નથી સદ્ગતના વચનામૃત પ્રમાણે તેઓશ્રીનો યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સવાદ દ્વારા પરમાત્માના પરમધામનું અવર્ણનીય શક્ય વર્ણન આપવાનો વિચાર હતો પણ તે ફળીભૂત થયો નહિ ઘણા જિજ્ઞાસુઓ તેમના રચિત ચતુર્થ ભાગ માટે પૃચ્છા કર્યા કરે છે, તેઓની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે આટલો–જેટલો હતો તેટલો ભાગ અત્ર છાપેલો છે

**ન ઈ દેશાઇ** ]

# सुमङ्गलम्

उपहरण विभवाना सहरण स्कलदुरितजालस्य ।
उद्धरण ससाराच्चरण व श्रेयसेऽस्तु विश्वपते ॥ १ ॥

વૈભવોને આપનારુ, સકલ પાપની જાળને સહારનારુ અને સસાર-(સાગર)માથી ઉદ્ધારનારુ, વિશ્વપતિનુ ચરણારવિદ તમારુ કલ્યાણ કરો ૧

वृन्दारण्ये चरन्ती विभुरपि सतत भूर्भुव स्व सृजन्ती
नन्दोद्भूताप्यनादि शिशुरपि निगमैर्लक्षिता वीक्षिता पि ।
विद्युल्लेखावनद्धोन्नमदमलमहाम्भोदसच्छायकाया
माया पायादपायादविदितमहिमा कापि पीताम्बरा व ॥ २ ॥

વ્યાપક તથા ત્રણ લોકને ઉત્પન્ન કરનાર છતા વૃન્દાવનમા ફરતી, નદથી ઉત્પન્ન છતા પણ અનાદિ સ્વરૂપવાળી, શિશુસ્વરૂપ છતા નિગમોએ નિરૂપણ તથા અવલોકિત કરેલી, વિજળીની રેખાઓથી વ્યાપ્ત થયેલા ઉંચા નિર્મળ મેઘના જેવી સ્વચ્છ કાતિવાળી, અને જેનો સપૂર્ણ મહિમા જાણવામા આવતો નથી એવી પીત અબર (વસ્ત્ર)-પીતાબર ધારણ કરવાવાળી માયા, વિનાશથી તમારુ રક્ષણ કરો ૨

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ ३ ॥

વેદનું નિત્ય અધ્યયન કરો, વેદમાં કહેલાં કર્મ સારી રીતે કરો, વૈદિક કર્મથી ઈશ્વરનું યજન કરો, કામ્યકર્મમાં મતિ ન રાખો, પાપના પુંજનો નાશ કરો, સંસારસુખમાં દોષનું અનુસંધાન કરો, આત્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાનો વ્યવસાય કરો અને પોતાના ઘરમાંથી તુરત બહાર નિકળો (વનમાં વાસ કરો) ૩

सङ्गः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां
शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ।
सद्विद्वानुपसृप्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥ ४ ॥

સત્પુરુષોનો સંગ કરો, ભગવાન વિષે દૃઢ ભક્તિ કરો, શમ, દમ, તિતિક્ષા વગેરેનો અત્યંત દૃઢ પરિચય કરો, કર્મનો ઝટ ત્યાગ કરો, સારા વિદ્વાનોની સમીપમાં જાવ, પ્રતિદિવસ તેની પાદુકાનું સેવન કરો, ૐકારસ્વરૂપ પરબ્રહ્મના સ્વરૂપનું શોધન કરો, ઉપનિષદના વાક્યોનું શ્રવણ કરો ૪

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहो गर्वः परित्यज्यतां
देहेऽहंमतिरुज्झ्यतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ५ ॥

तत्त्वमसि વગેરે મહાવાક્યનો વિચાર કરો, ઉપનિષદના પક્ષનો આશ્રય કરો, મિથ્યા તર્ક કરતાં વિરામ પામો, શ્રુતિ (વેદ) અનુકૂળ તર્કનું અનુસંધાન કરો, 'अहं ब्रह्मास्मि' એવી રીતની ભાવના કરો, પ્રતિદિવસ ગર્વનો ત્યાગ કરો, શરીર ઉપર અહંબુદ્ધિનો ત્યાગ કરો, વિદ્વાનોની સાથે મિથ્યા વાદનો પરિત્યાગ કરો ૫

क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथावाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ६ ॥

પ્રતિદિવસ ભિક્ષાન્નરૂપી ઔષધનું ભોજન કરીને ક્ષુધારૂપી વ્યાધિની ચિકિત્સા કરો (ઉપચાર કરો), સ્વાદિષ્ટ અન્નની યાચના નહિ કરો, પરન્તુ દૈવવશાત્ જે મળે તેટલાથી જ સંતુષ્ટ રહો, ટાઢ તડકા વગેરેને (દ્વંદ્વાદિકને) સહન કરો. વૃથા વાક્યનો ઉચ્ચાર મા કરો, સંસારના વિષયો ઉપર ઉદાસીનતાની ઇચ્છા રાખો, મનુષ્યોના ઉપર અનુગ્રહ કે નિગ્રહ (રાગ દ્વેષ) મા કરો. ૬

एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥ ७ ॥

એકાંતમાં સુખેથી બેસો, માયા થકી પર એવા બ્રહ્મવિષે ચિત્તનું સમાધાન કરી પૂર્ણાત્માનું સારી રીતે અવલોકન કરો, આત્માવિના આ જગત્ વગેરે કંઈ નથી એવી દૃષ્ટિ કરો, આત્માના જ્ઞાનબળવડે પૂર્વના કર્મનું પ્રવિલાપન કરો, ઉત્તર કર્મની સાથે સંબંધ નહિ કરો, પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરો અને પરબ્રહ્મસ્વરૂપ વિષે સ્થિતિ કરીને રહો. ૭

किं मधुना किं विधुना किं सुधया किं च वसुधयाऽखिलया ॥
यदि हृदयहारिचरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥ ८ ॥

જેમનું ચરિત્ર હૃદયહારી છે, એવા પરમ પુરુષનું જો પુનઃ આ નેત્રને દર્શન થાય તો મધુ, વિધુ, સુધા અને સકલ વસુધાની શી આવશ્યકતા છે? સર્વ તુચ્છ છે. ૮

# चन्द्रकान्त

## (तृतीय विभाग)

## चतुर्थ प्रवाह–हिमगिरिनी पर्णकुटी

## पीठिका–महात्मा–दर्शन

श्रियो दोलालोला विषयजरसा प्रान्तविरसा
विपद्गेह देह महदपि धन भूरिनिधनम् ।
बृहच्छोको लोक सततमबला दु खबहला-
स्तथाप्यस्मिन्घोरे पथि बत रता हन्त कुधिय ॥

લક્ષ્મી દોલાના જેવી ચચળ છે, વિષયના રસો પરિણામે નીરસ છે, શરીર વિપત્તિનુ ઘર છે, પુષ્કળ સપત્તિ મોટુ મરણ છે, લોક મોટા શોકથી ભરપૂર છે અને અબળાઓ નિત્ય બહુ દુ ખ દેનારી છે, તોપણ અરેરે ! ! અજ્ઞાની પુરુષો આ સસારના ઘોર માર્ગમા રચ્યાપચ્યા જ રહે છે

### બાળયોગી

પૂર્ણાનન્દ પૂર્ણ પુરુષોત્તમ શ્રીસર્વેશ્વર પ્રભુની લીલા અપાર છે, વિચિત્ર છે, આશ્ચર્યમયી છે, આનન્દદાયિની છે, આ ચમત્કૃતિ અધિકારી જનોને, ઠામેઠામ ને ક્ષણેક્ષણે દૃષ્ટિગોચર થાય છે

પ્રાત.કાળ! અલૌકિક પ્રભાત! આનદી પ્રભાત! સૂર્યનારાયણ દેવ પ્રકાશ્યા છે, કમળો પ્રફુલ્લિત થયા છે, મનુષ્યો સ્નાન કરવામા, નિત્ય

નૈમિત્તિક કર્મ કરવામા અને જપ તપ કરવામા તત્પર થઈ ગયા છે, મધુરો પવન વાહી રહ્યો છે, દેવળોમા ઘટાનાદ ઘનનન ઘનનન કરી રહ્યો છે એ સમયે, અવિમુક્ત વારાણસી ક્ષેત્રમા 'જય શભો,' 'હર હર શભો' નો મગલધ્વનિ ગર્જી રહ્યો છે, હરિપાદોદકી ભાગીરથીને કિનારે, ઈશ્વરીલીલા પૂર્ણપણે પ્રકાશિત થઇ રહી છે, નિર્મળ પ્રભાત સમયે પૂર્વ દિશામાથી બાળસૂર્યના કુમળા કિરણો, તરણતારિણી, અઘમોદ્ધારિણી, પાપહારિણી ભાગીરથીના દક્ષિણોત્તર લાબા વિસ્તારવાળા તટને સુપ્રકાશિત કરી રહ્યા છે, અનેક રાજા મહારાજાઓ, ગૃહસ્થો અને પ્રતાપી પુરુષોએ અપાર દ્રવ્ય ખર્ચીને બધાવેલા ગગાના સુદૃઢ ને સુહામણા ઘાટો, વિચિત્ર વસ્ત્રાલકાર સજેલા સ્ત્રી પુરુષોથી ભરપૂર થઈ ગયા છે, સ્થળે સ્થળ, વિદ્વાન્ વિપ્રોથી ભણાતા સ્નાનના સકલ્પો ને પ્રયોગોથી ગાજી રહ્યુ છે, ભાવિકજનો વિધિપૂર્વક સ્નાનદાનાદિક કરી રહ્યા છે, શ્રદ્ધાળુ ને ધર્મિષ્ઠ મનુષ્યો સ્નાનાદિકથી પવિત્ર થઈને જળ સાન્નિધ્ય બેસી, એકાગ્ર મને પોતાના નિત્ય નૈમિત્તિક જપ, તપ, ઈશ્વર સ્તવનાદિક કર્મો કરે છે, અને સ્નાન માટે જળમા ઉતરેલા, તેમ જ ઘાટપરના મનુષ્યોમા વારવાર 'જય ગગે ! હર હર ગગે ! પાપહારિણી ! ભવતારિણી ! અઘમોદ્ધારિણી ! જય જાહ્નવી !' ઇત્યાદિ ગર્જનાઓ સહર્ષ થયા કરે છે કોઈ કોઈ સ્થળે વિપ્રવૃદો તટ નિકટ બેસી, પદ, ક્રમ, જટા, ઘન, ઇત્યાદિ વેદ વિકૃતિઓનો, મધુર અને કર્ણપાવન ઘોષ કરી રહ્યા છે ઘણા પહોળા પટમા ગભીરપણે વહન કરતી શ્રીમતી ગગાના નિર્મળ અને પાવન જળપર અનેક નાની મોટી સુશોભિત નૌકાઓ આમથી તેમ આવજાવ કરી રહી છે, તેમા બેઠેલા મનુષ્યો ગગાના પ્રત્યેક ઘાટની અલૌકિક લીલાને આનદ સાથે નિહાળે છે, પ્રત્યેક સુશોભિત ઘાટ ઉપરના કિનારાપર આવી રહેલા ને બહુ ઉંચી જાતિના પાષાણોથી મોટા શિલ્પશાસ્ત્રનિપુણ પુરુષોના હાથથી બધાયલા અતિ ભવ્ય સુદૃઢ ગગનચુબિત સુદર પ્રાસાદો–મહાલયો–શોભી રહ્યા છે, સૂર્યબિબની પેઠે પ્રકાશી રહેલા અસખ્ય સુવર્ણ શિખરોવાળા શિવાલયો તથા બીજા દેવમદિરો ઘણે દૂર સૂધી સભળાતા 'જય જય શભો ! હર હર શભો ! જય પાર્વતીપતે !' ઇત્યાદિ પરમ પવિત્ર શબ્દોથી, શખધ્વનિઓથી, ઘણુ ઘણુ થતા ઘટાના નાદોથી તથા દુદુભિઓની ગર્જનાઓથી ગાજી ઉઠ્યા છે, અતિ મનોહર અને સુકોમળ એવી

ભૈરવી રાગણીનો સુસ્વર છવાઈ રહ્યો છે; અને તેની પાછળ પાછળ મધુરાલાપ કરી રહેલી નોબતો વાગી રહી છે

આજનો દિવસ પવિત્ર પર્વણીનો છે આ કારણથી નિત્ય કરતા સર્વત્ર વિશેષ આનદ છવાઈ રહ્યો છે પ્રતિ દિવસ ગગાપર સ્નાનાદિક માટે નહિ આવી શકતા એવા વ્યવસાયી કિંવા અશક્ત ક્ષેત્રવાસી મનુષ્યો પણ, આજે ચાહીને સ્નાન તથા દર્શનાર્થે ચાલ્યા આવે છે વિદેશી યાત્રાળુજનો પણ ઘણાક દૃષ્ટે પડે છે સૌ કરતા મણિકર્ણિકાના ઘાટપર મનુષ્યોની ભીડ વધારે મચી રહી છે એવે પ્રસગે ત્યા એક ચમત્કાર જોવામા આવ્યો.

ઘાટના ઉપલા માર્ગમા ચાલતા લોકો એકાએક પરસ્પરમા "ચલો, ચલો, હટો, હટો," એમ બોલતા ખસીને કોરે થવા માડ્યા સૌ આશ્ચર્યથી જોવા માડ્યા કે, એ વળી શું છે? એટલામા શ્રી વિશ્વેશ્વરના મદિર ભણીથી આવતી એક સુદર તેજસ્વી કિશોરમૂર્તિ દૃષ્ટિએ પડી એનુ અદ્ભુત સ્વરૂપ અને અપ્રતિમ તેજ જોતા જ સર્વને આનદાશ્ચર્ય સાથે પૂજ્યભાવ ઉત્પન્ન થયો જેણે એકવાર એના ભણી જોયુ, તેને તો ત્યાથી બીજી દિશા ભણી જોવાનુ મન જ થયુ નહિ! એનુ રૂપ વિદ્યુત્ સરખી ચમકતી ચાલ, બહુ નાનુ વય છતા એણે ધારણ કરેલો તીવ્ર ત્યાગ, એનુ તપસ્તેજ અને અતિ મનોહર વેશ, એ બધુ જોઈ, સ્વાભાવિકજ આશ્ચર્ય પામેલા લોકો પરસ્પર અનેક વાતો કરવા લાગ્યા – "અહો! આ બાળયોગી ક્યાથી આવ્યો હશે? શુ એનુ સાદર્ય! અગો અગનુ આટલુ બધુ સૌંદર્ય છતા એનાથી આ કઠિન યોગ કેમ વેઠાતો હશે? આટલી લઘુ વયમા એને આવો પરમ વૈરાગ્ય કેમ પ્રાપ્ત થયો હશે? એના માતપિતા, કે જેમને આવો રત્નરૂપ પુત્ર હશે, તેમનાથી એનો વિયોગ કેમ વેઠાતો હશે? શું એ પોતાના માતપિતાને તીવ્ર વિરાગથી ટળવળતા મૂકીને વેરાગી થયો હશે, કે જન્મથી જ એ યોગીરૂપે ઉત્પન્ન થયો હશે? અથવા તો પરમયોગીશ્વર શકર પોતે જ આ પુણ્ય પર્વણીને દિવસે આ બાળયોગીને રૂપે ભાવિક જનોનુ કલ્યાણ કરવાને અને શ્રીમતી ભાગીરથીના તટપર વિહાર કરવાને પધાર્યા હશે એનુ સર્વાંગ, ભસ્મથી ચર્ચેલુ છતા, એની સુવર્ણ સરખી કાતિ તે માહેથી કેવી પ્રકાશી નિકળે છે! એના ચદ્ર સરખા સુપ્રકાશિત, પરન્તુ બાલ્યવયની તપશ્ચર્યાને લીધે સહજ કરમાયલા કમળ સરખા કોમળ મુખની છબી અતિ અદ્ભુત છે, એની વાકી ભ્રૂકુટીવાળા તથા

કમળની પાંખડી સરખા નેત્ર, નમણી નાસિકા, મરક મરક થતા પરવાળા સરખા લાલ હોઠ, તીવ્ર તપશ્ચર્યાને લીધે કિંચિત્ કરમાયલા ગાલો-પરની ગુલાબી ઝાઈ, તેપર ઝુકી રહેલી મૂળમા શ્યામ, પરતુ છેડાના ભાગમા કિંચિત્ ભૂરી જણાતી મસ્તકની વિશાળ જટા–એ સર્વ વસ્તુ ગમે તેવા મનુષ્યને પણ મોહ પમાડે તેવી છે. એના અતિ કોમળ હાથપગના તળિયા તો જાણે ગુલાબના ફૂલ સરખા જ લાલ છે, છતા નિ શકપણે તે આ પાષાણમય ભૂમિમા અડવાણે પગે વિચરી રહ્યા છે! આવી સકોમળતા છતા તેણે શરીરપર કામળીની જાડી કથા ઓઢી છે! રે એ એનાથી કેમ ખમાતી હશે! હાથમાનુ આ કમડળ અને બગલ-માની મૃગછાલાને પણ તે કેવી રીતે ઉચકી શકે છે? કમળના નાળ જેવા ગૌર કઠમા સોહાવેલી પેલી મોટા મણકાની અક્ષમાળા પણ આને રાયરૂપ જ થઈ પડેલી જણાય છે!"

આવી રીતે પરસ્પર અનેક વાતો કરી રહેલા લોકોની ભારી ભીડમાથી થઇને તે અદ્દભુત મૂર્ત્તિ મણિકર્ણિકાના એક અતિ સુદર ઓવારા-પર જઈ ઉભી રહી ઊંચી જાતના આરસપહાણથી રચેલો તે ઓવારો– જેની બને બાજુએ સુદર બેઠકો આવેલી છે, ત્યા પોતાની મૃગછાલા બિછાવી, તેની પાસે કમડલુ મૂકીને તે બાળયોગી, 'જય ગગા મૈયા' એમ બોલતો, બે હાથ જોડી કટ કટ ઓવારાના પગથિયા ઉતરી, છેક પ્રવાહની પાસે જઇને ઉભો રહ્યો અને ઘણા મજુલ અને પવિત્ર પદ્ય (શ્લોક)વડે, શ્રીભાગીરથી ગગાની પ્રાર્થના કરીને તેના પવિત્ર જળને વદન કર્યું પછી તેના પુણ્યરૂપ જળનુ આચમન કર્યું, તે પછી પાછા પ્રેમ સહિત પ્રણામ કરીને, ત્યાથી પાછો ફર્યો અને પોતાની અદ્દભુત કાતિથી મનુષ્ય માત્રના ચિત્તને આકર્ષણ કરતો તે યોગી, પોતાના બિછાવેલા આસનપર આવીને બેઠો તે વેળાએ એ કઈ સ્મરણ કરતો હોય, તેમ તેના ઓષ્ઠ હાલી રહ્યા હતા, છતા સૌને મોહ પમાડનારી દૃષ્ટિવડે તે ચોમેર મનુષ્યોની ભીડમા આખ ફેરવી ફેરવીને જોયા કરતો હતો એનુ જોવુ સાહજિક નહોતુ, પણ સાભિપ્રાય અને સકારણ હતુ, પરતુ મર્ત્ય લોકના માનવીઓ વર્તી શકે નહિ, તે માટે તેણે સભાળ રાખી હતી.

તે યોગીને એક ઠેકાણે બેઠેલો જોઇને, લોકોના ટોળેટોળા તેની આગળ એકઠા થવા માડ્યા જોત જોતામા ત્યા એટલી બધી ભીડ થઈ ગઈ

કે, ગંગામા સ્નાન કરવા ઉતરનારને કે સ્નાન કરીને પાછા ફરનારને માર્ગ મળવો પણ મુશ્કેલ થઈ પડ્યો એ અદ્ભુત મૂર્તિ આગળથી કોઈને ખસવુ જ ગમતુ નહોતુ કદાચ કેટલાકો અગત્યના કામને લીધે કે ભીડથી બહુ ચગદાવાને લીધે, પરાણે ખશી નિકળતા હતા, તો તેથી બમણા ત્યા એકઠા થતા હતા મધ્યાહ્ન કાળ થવા આવ્યો, માથે તડકો થયો, ઘાટપરના ટકોરખાનાઓમાથી દુદુભિઓના કડિંગૂધિંગ્ કડિંગૂધિંગ શબ્દો થવા લાગ્યા, બહુધા મોડુ થયુ જોઈ લોકોની ભીડ પણ ધીમે ધીમે ઓછી થવા માડી, સ્ત્રીઓ અને પુરુષો તે બાળયોગીને વદન કરી કરીને ત્યાથી જવા માડ્યા

પુરુષો કરતા સ્ત્રીઓના અત કરણ ઘણીક વાતમા બહુ કોમળ તથા શ્રદ્ધાળુ હોય છે, તેથી એક સ્ત્રીએ, હાથ જોડીને તે બાળયોગીને વિનતિ કરી કે, "મહારાજ! ભિક્ષાનો સમય થઈ ગયો છે, તો કૃપા કરી પ્રસાદ લેવાને પધારી અમારા ઘરને પાવન કરો તો અમારુ મોટુ ભાગ્ય!" પણ તે યોગીએ પોતાનો નૂતન યોગ હોવાને લીધે કોઇને પણ ઘેર નહિ જવાનો અને વસ્તીની બહાર જ પડાવ રાખવાનો પોતાનો કઠિન નિયમ જણાવ્યો તેના અમૃતતુલ્ય વચન સાભળીને એ સ્ત્રીએ કોઈ જાતની આભડછીંટ ન અડે, તેવી નિર્લેપ સામગ્રી શુદ્ધપણે ત્યા જ લઈ આવવાનુ પૂછ્યુ, જે તે યોગીએ માન્ય કર્યું. તુરત જ તે સ્ત્રી પોતાની એક સખીની સાથે ઉતાવળી ઉતાવળી પોતાના ઘર તરફ ચાલી માર્ગમા તેણીએ પોતાની સખીને કહ્યુ, "બહેન! આ બાળ બ્રહ્મચારીના સબધમા તુ શુ ધારે છે? શુ તેનુ અદ્ભુત રૂપ! શો તેનો ત્યાગ! કેવી તેની અવસ્થા! તેનુ વય તદ્દન નાનુ છે હજુ તેના કુમળા મુખપર કિંચિત્ દોરો પણ ફૂટ્યો નથી, પણ એટલામા તો શુ તેનુ તપસ્તેજ! ભાગ્ય જ પરમ છે!" એ સાભળી તેની સખી બોલી, "બહેન! આપણે તે બાળ તપસ્વીને તમારા ભર્તારના આગમન વિષે પ્રશ્ન કરીશુ? શુ તે વયે નાનો છતા, નૂતન યોગી છતા, આગમ નિગમ જાણતો હશે? ભૂત ભવિષ્ય જાણવાની તેનામા શક્તિ આવી હશે?" પેલી સ્ત્રીએ કહ્યુ, "યોગીઓની અવસ્થા ઉપર વિચાર કરવાનો નથી મે ઘણીકવાર સાભળ્યુ છે કે, ઘણાક યોગીઓ બહુ લાબુ આયુષ્ય ભોગવતા, પોતાનુ શરીર બહુ જીર્ણ થઈ જવાથી, તે વૃદ્ધ શરીર તજી દઇને ઈચ્છામા આવે તેવુ નવીન બાલશરીર ધારણ

કરી શકે છે–યોગબળવડે પોતાના જૂના દેહમાથી નિકળીને બીજા કોઇના મૃત્યુવશ થયેલા સુદર અને બાળવયના દેહમા પોતાના આત્માને પ્રવેશ કરાવે છે, અને પછી આનદે જગતમા વિચરે છે આ ક્રિયાને પરકાયપ્રવેશ કહેવામા આવે છે માટે બહેન! યોગીઓના અદ્ભુત યોગબળ આગળ તેમની અવસ્થાને કે વયને વિચાર કરવા જેવુ નથી ભલે તારી ઇચ્છા હશે તો આપણે એકાત મળતા તેને પ્રાર્થના કરીશુ"

આ પ્રમાણે વાતચિત કરતી બને સ્ત્રીઓ ઘેર જઈ પહોચી, અને પોતાના માતપિતાની આજ્ઞા લઈ દૂર લઈ જતા અભડાય નહિ તેવો ફલાહાર લઇને બહુ ઉતાવળથી ગગા તટે પાછી આવી આ વેળાએ સઘળી ભીડ મટી ગઈ હતી, કોઈ પણ મનુષ્ય તે બાળયોગીની પાસે નહોતુ એકલો પડેલો તે તપસ્વી એકાગ્રચિત્તે પોતાના ઇષ્ટ–આરાધ્ય વિષયનુ મનન કરી રહ્યો હતો પેલી સ્ત્રીઓએ, નમનપૂર્વક આણેલી સામગ્રી બાળયોગીને અર્પણ કરી વસ્ત્રથી બાધેલી તે સામગ્રીને છોડી, ગગાજળવડે પ્રોક્ષણ કરીને તે બાળયોગી આસપાસ જોવા લાગ્યો તેના આસનની જોડમા જ એક સ્વચ્છ ને વિશાળ ગભાર દેખાયો વૃષ્ટિ થતી હોય, ઘણો તાપ પડતો હોય, કે ઉગ્ર વાયુ વહાતો હોય, તે વેળા ગગાતટપર બેસી, જપ તપ કરતા લોકોને નિશ્ચિતપણે બેસીને પોતાનુ ધર્મકૃત્ય સાધવાને સારુ, ગગાના પ્રત્યેક ઘાટની ઉપર ઘણુ કરીને એવા અનેક ગભારો બાધેલા છે જપ, તપ, ધ્યાન, સ્મરણ, ભોજન, ઇત્યાદિ કાર્યો એકાતમા કરવામા આવે તો જ નિરુપદ્રવપણે થાય આ પ્રમાણે તે તપસ્વીએ પણ પેલા ગભારમા જઇને, ભોજન કરવાનો નિશ્ચય કર્યો, અને પેલી સ્ત્રીઓએ આપેલુ ફલાહારનુ પોટલુ લઇને ત્યા આગળ જઈ બેઠા પણ પ્રભુનુ સ્મરણ કરી જેવો ગ્રાસ ભરવા જાય છે, તેવુ જ જાણે તેના મનમા કોઈ મોટુ દુ ખ આવી ઉભુ હોય, તેવી રીતે તેની મુખમુદ્રા બહુ ઉદાસ થઈ ગઈ તેના નેત્રોમા જળ ભરાઈ આવ્યા પરતુ મોટા પરિશ્રમથી પોતાની ઉર્મિને દબાવી દઈ, ભક્ષ્ય પદાર્થોને વારવાર નમન કરીને તેણે જે ભાવ્યુ તે પ્રાશન કરી લીધુ અને ગગામા હસ્ત મુખ પ્રક્ષાલન કરી, જળ પીને પાછો તે આસનપર આવી બેઠા પછી તે સ્ત્રીઓમાની એકે હાથ જોડીને પૂછ્યુ, "યોગીરાજ! ભોજન કરવા બેસતા આપ એટલા બધા ઉદાસ અને શોકાતુર કેમ થઈ ગયા? શું

સામગ્રી લાવવામા અમારી કઈ ભૂલ થઈ છે? કિંવા આપને ન રુચે કે દુખરૂપ થઈ પડે એવો કોઈ અભોજ્ય પદાર્થ એમા આપને દેખાયો? જે હોય તે, અપરાધ ક્ષમા કરી, આપ અમને જણાવો અમે અજ્ઞાત અબળાઓ–સસારી માયાના જીવ છીએ, વાત વાતમા અમારે હાથે અનેક અપરાધો થવાનો સભવ છે, તેથી કૃપા કરીને જે કારણ હોય તે કહો" તે સ્ત્રીના આવા નમ્ર વચન સાભળી, યોગીરાજ બોલ્યો, "સાધ્વીઓ! ચિંતા મા કરો, તમારો કઈ અપરાધ નથી. ઉદાસીનતા થઈ આવવાનું કારણ સહજ હતુ એવી ઉદાસીનતા મને વારવાર થઈ આવે છે" એમ કહેતાની સાથે જ તેણે એક ઊડો નિશ્વાસ મૂકયો આ વેળાએ તે સ્ત્રીઓને તેનુ કારણ પૂછવા પુન ઉત્કઠા થઈ, પરતુ એવા નિસ્પૃહ તપસ્વીઓ સાથે વધારે પડપૂછ કરવામા માલ નથી, એમ સમજીને તેઓ મૌન ધરી રહી પણ જે કારણ માટે તેઓ ખાસ આવી હતી, તે પ્રશ્ન તો ગમે તેમ કરીને પણ પૂછવો જ જોઇએ એમ ધારી, ધૈર્યપૂર્વક તેમાની એક સ્ત્રીએ હાથ જોડીને પ્રશ્ન કર્યો

એક સ્ત્રી બોલી, "યોગીદેવ! જો આપની આજ્ઞા હોય તો અમારે એક વિનતિ કરવાની છે" યોગી બોલ્યા, "ભલે, સુખેથી કરો" એક સ્ત્રીએ કહ્યુ, "મહારાજ! અમે બન્ને સખીઓ બ્રાહ્મણકન્યા છીએ આ વારાણસીપુરીમા અમારુ કુળ ઊચુ અને પવિત્ર ગણાય છે અમારા માતપિતાના અને સસરાના કુળોમા, આપ સરખા મહાત્માઓના આશીર્વાદથી અને સપૂર્ણ ભગવત્કૃપાથી, હમણા સૂધી સૌ વાતે પરમ સુખ હતુ, સૌ આનદે દિવસ નિર્ગમન કરતા હતા. પરતુ તેટલામા મારા કઠિન પ્રારબ્ધને યોગે, એક મોટુ સકટ આવી પડ્યુ મારા સસરાજીને રૂપગુણયૌવનસપન્ન એક જ પુત્ર હતો, તેને પોતાનુ સર્વ કાર્ય સોંપી દઇને તે વૃદ્ધાવસ્થાને લીધે નિશ્ચિન્તપણે પરમાર્થ સાધનમા તત્પર થયા મારા માતપિતાને પણ સતતિમા માત્ર હુ એક કન્યા જ છુ. મને યોગ્ય પતિ મળેલો જોઈ, પોતાને કૃતકૃત્ય માનતા મારા માતપિતાને પોતાના સર્વસ્વમા આ પુત્રી અને જમાઇ જ છે, એમ સમજીને તેઓ દિવસ નિર્ગમન કરતા હતા. હુ પણ મારા ભાગ્યવાન્ સ્વામીની સેવામા અગીકૃત થયેલી હોવાથી મને પરમ ભાગ્યવતી જ માનતા હતા પરન્તુ પૂર્વજન્મનો મારા ભાગ્યનો કોઈ કપરો લેખ જોવામા આવવાથી, મારા તરફથી કોઈ જાતનો અપરાધ ન છતા, તેમ મારા

સાસુ સસરા તરફથી પણ કારણ બનેલુ ન હોવા છતાં, કોણ જાણે શાએ કારણથી, મારા સ્વામીનાથ એકાએક, એક રાત્રે, મને શય્યામા સૂતેલી જ મૂકીને, ગૃહ, કુટુબ તથા આ પવિત્ર કાશીપુરીનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે એ વાતને આજે લગભગ છ માસ થવા આવ્યા છે ઘણીક રીતે ઠામોઠામ ને ગામોગામ શોધ કરવા છતા પણ તેમનો પત્તો મળતો નથી મારા સાસુ સસરા તો મહાખેદ પામીને કેટલાક દિવસ અન્નનો પણ ત્યાગ કરીને બેઠા હતા, અને મારા માતપિતાની પણ એ જ દશા હતી હજુ પણ તેઓ એ વાતના સ્મરણથી સદાય શોકાતુર જ રહે છે મારા તન મનની કેવી સકટમય સ્થિતિ છે, તેનુ તો હું આપની આગળ વર્ણન પણ કરી શકુ તેમ નથી હે યોગીરાજ! હે બાળતપસ્વિ! આપે તો બાલ્યાવસ્થામા જ સસાર ત્યજી દીધો છે, એટલે મારા જેવી પતિવિયોગિણી તરુણ અબળાના વિરહદુ:ખનો આપને અનુભવ ન હોય, તથાપિ આપના તપોબળ તથા યોગબળના પ્રતાપે, અમારા જેવા સસારી જીવોનુ સકટ દૂર કરી નાખવુ, એ કઈ આપને મોટી વાત નથી મહારાજ! હે દયાળુ! હું પતિવિયોગાનલથી તપ્ત થયેલીનો કોઈ રીતે ઉદ્ધાર થાય એવી કૃપા કરો આપ સરખા સતોનો અવતાર તો અમારા સરખા દુ ખીઓના દુ ખ દૂર કરવા માટે જ હોય છે ”

તે સ્ત્રી આ પ્રમાણે યોગીરાજને વિનતિ કરતી હતી, પણ તેની આ પ્રાર્થના સાભળવાપર, બાળયોગીનું લક્ષ જ ન હોતુ તે સ્ત્રીનુ પેલુ-"હે મહારાજ, મારા તન મનની કેવી સકટમય સ્થિતિ છે, તેનુ તો હું આપની આગળ વર્ણન પણ કરી શકુ તેમ નથી"-એ વાકય સાભળતા જ, બાળયોગીની પ્રકૃતિ બહુ વિલક્ષણ થઈ ગઈ તે યોગીનુ હૃદય એકદમ ભરાઈ આવ્યુ, તેનુ મુખારવિન્દ ઝાખુ પડી ગયુ, તે ગદ્ગદ્ થઈ ગયો, નેત્રમા જળ ભરાઈ આવ્યા આવી અવસ્થાને લીધે કેટલીકવાર સૂધી તો તેઓ કઈ પણ બોલી શકયા નહિ પણ ઘણા પરિશ્રમે પોતાની મનો ઊર્મિને દબાવીને તેણે ઉત્તર આપ્યુ, "હે સુવ્રતા! જગતમા દુ ખી મનુષ્યો ઘણા હોય છે, પણ તેમા દુ ખીને દુ ખીનો સમાગમ થાય છે, ત્યારે તેઓ પરસ્પર પોતાના દુ ખના ઉભરા પૂરેપૂરા બહાર કાઢે છે ધૈર્ય ધર! આ તારા દુ ખની વાત સાભળીને મારી કેટલીક કથા અને જમતી વેળાની ઉદાસીનતાનુ કારણ પણ હું તને કહીશ

હે તરુણિ! આ જગતમા સૌથી મોટામા મોટુ બધન પ્રીતિબધન છે. પ્રીતિબધનમાથી એકાએક છૂટી શકવાને સમર્થ પુરુષો પણ નિર્બળ થઈ જાય છે, તો પછી એવા બધનને કારણ વગરજ સહજમા તોડીને કોઈ જૂદુ થઈ જાય, એ નહિ માનવા જેવુ છે કઠણ વાસને કોરી કાઢનારો ભ્રમર ઘણા પ્રેમબધનને લીધે જ કમળના સુકુમાર કોશમા બધાઈ જાય છે એ કેવુ પ્રેમબધન! પરતુ એવા સુદૃઢ પ્રીતિના બધનને પણ ચિત્તવિક્ષેપ ક્ષણભરમા તોડી નાખે છે ચિત્તવિક્ષેપ પ્રીતિને વિષે અસતોષ ઉપજાવે છે, અને એથી પ્રીતિનુ સુદૃઢ બધન આપોઆપ નિર્બળ થઈ જઇને તૂટી જાય છે. તુ કહે છે કે, તારો ભર્તાર અર્ધરાત્રે, કશા કારણ વગર જ તારો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે! આશ્ચર્ય! એમ બને નહિ એમ થવાનું કારણ, મારા ધારવા પ્રમાણે તુ જ છે તારી તરફથી કઇક અસતોષ થવાથી જ તારો પતિ તને ત્યજીને ચાલ્યો ગયેલો હોવો જોઇએ” એ સાભળીને પેલી સ્ત્રી બોલી, “મહારાજ! આપ કહો છો તો ભલે, પણ છેવટ સૂધીમા અમારા બને વચ્ચે કોઈ જાતનો અસતોષ મારા જોવામા આવ્યો નથી, તેમ તેમની મનોવૃત્તિને કોઈ પણ વાતે મે કદી પણ દૂભવી નથી, તેમની મનોવૃત્તિ જાણીને હું સદા તે પ્રમાણે જ અનુસરતી હતી. મારા પતિ મારા પ્રત્યેક કામથી સદાય પ્રસન્ન રહેતા હતા પણ મારા હતભાગ્યે, કોણ જાણે કેમ–” તેનુ એ વાકય પૂરુ થતા પહેલા જ બાળ-યોગી વચ્ચે બોલી ઉઠ્યા, “સાધ્વી! કેમ શુ? મારા માનવામા એ વાત નથી આવતી, તેનુ કારણ તુ સાભળ સ્ત્રીઓ સસારની માયાના પુતળા સરખી છે અને તે માયાના પ્રપચને જ વશ વર્તે છે તેથી, સ્ત્રી ગમે તેવી સુશીલ હોય, તોપણ કોઈ વેળા માયિક આવેશને લીધે પોતાના સ્ત્રી ધર્મને ભૂલી જઇને અન્યથા આચરે છે અને તે અન્યથા આચરણનુ જ્યારે ફળ ભોગવે છે, ત્યારે ઘણો જ પશ્ચાત્તાપ કરે છે પરતુ તેથી ફળ શુ? એ માટે મારા પ્રત્યક્ષ અનુભવની વાત હું તને કહું છુ, તે તુ સાભળ

## પતિવ્રતાખ્યાન–પતિસેવા તત્ત્વ

ક્ષણભર યોગીરાજ મૌન ધરી, ચિત્તને સ્થિર કરી, નાસિકાના અગ્ર ભાગ તરફ દૃષ્ટિ રાખીને બેઠા પછી બોલ્યા, “હે દ્વિજપુત્રી! તારા જ સરખી હતભાગિણી અને પતિવિયોગિણી સ્ત્રીની એક વાત

હુ તને કહુ છુ, તે સાભળ એ સ્ત્રી તારી પેઠે ઉચ્ચ કુળની બ્રાહ્મણી છે ધનવાન્ માતપિતાની કન્યા છે સાસરામા, પિયરના જેવી ધન-સપત્તિ ન છતા, માત્ર વિદ્યા અને વિનયસપન્નતા જોઇને જ તેને પર-ણાવવામા આવી છે તેનો પતિ સુશીલ, વિદ્વાન્, દયાળુ, ધર્મિષ્ઠ, ભગવચ્ચરણમા પ્રીતિમાન્, માયાળુ અને રૂપયૌવનથી સપન્ન છે એ સ્ત્રી પરણીને સાસરે ગયા પછી થોડા જ વખતમા તેના સાસુ સસરો, થોડે થોડે અતરે મરણ પામ્યા, તેથી ઘરમા તે અને તેનો સ્વામી બે જ રહ્યા તે સ્ત્રી સ્વભાવે ઘણી જ માયાળુ, શાત, પતિવ્રતા અને ગૃહધર્મમા કુશળ છે સાસુ સસરાનો સ્વર્ગવાસ થયા પછી તે સ્ત્રીએ ઘરનો તમામ કાર્યભાર ઉઠાવી લીધો ને પ્રથમથી ચાલતા આવેલા વ્યવહારમા કોઈ પણ જાતની ખામી આવવા દીધી નહી, કારણ કે તેને નાની વયથી જ તેના સુશીલ માતપિતાએ, ગૃહસસારની ઉત્તમ પ્રતિની કેળવણી આપી હતી, તેથી તે સ્ત્રી, સ્ત્રીધર્મમા બહુ જ કુશળ છે

સ્ત્રી અને પુરુષ એ બન્ને સસારરથના ચક્ર જેવા છે જેમ એક ચક્રથી (પૈડાથી) રથ આગળ ચાલતો નથી, પરન્તુ તેને બન્ને ચક્રની જરૂર પડે છે, તેમ જ સસારવ્યવહાર પણ સ્ત્રી અને પુરુષ એ બન્નેના પરસ્પર સહાયકપણાથી સારી રીતે ચાલે છે વ્યવહારનુ બધારણ યોગ અને ક્ષેમ એ બે વિષયોને આધારે ટકી રહેલુ છે યોગ કહેતા પરિ શ્રમ કરીને વસ્તુને સપાદન કરવી તે એ કામ મુખ્યત્વે કરીને પુરુ ષને માટે જ નિર્માણ થયેલુ છે ક્ષેમ કહેતા મેળવેલી વસ્તુનો યથોચિત રીતે ઉપયોગ કરવો તે આ કામ બહુધા સ્ત્રી જાતિને માટે જ નિર્માણ કરવામા આવ્યુ છે આ ઉભય કાર્ય કે જેના ઉપર અર્થશાસ્ત્રનો તમામ આધાર રહેલો છે, તેવુ મહત્વભર્યું કાર્ય સ્ત્રી પુરુષ એમ ઉભયની સહાયતાથી જ પાર પાડી શકાય છે તેમા પણ યોગ કરવા કરતા ક્ષેમ કરવામા વધારે ડહાપણની જરૂર છે અને તે કામ સ્ત્રીના અધિ-કારનુ છે સચ્ચરિત્રશાળી સ્ત્રી આ કાર્ય પૂર્ણ કુશળતાથી કરે છે, અને જે સ્ત્રી વ્યવહારકુશળ હોય છે, તે પોતાના પતિના કુળને ઉન્નતિમા આણે છે સાસુ સસરાની સેવા કરવી, પોતાને જે કઈ ઘરેણુગાઠુ તથા અન્નપાન મળતુ હોય તેટલા ઉપર સતોષ રાખવો, પોતાને ત્યા આવનારા સગા સબધીઓનો સારી રીતે સત્કાર કરવો, વાતચિત કરતી વખતે પ્રસન્ન મુખથી વાતચિત કરવી, પારકા કજીઆમા પડવુ નહિ,

પરતુ પોતાથી બને તો સારી સમજણ આપીને તેનુ સમાધાન કરવુ, ઝીણા વસ્ત્રો કે જેમાથી અગો દેખાય તેવા વસ્ત્રો પહેરવા નહિ, પરંતુ સઘળા અગો ઢકાય તેવા વસ્ત્રો પહેરવા. ઉંચે સાદે બોલવુ નહિ, ખડખડાટ હસવુ નહિ, દરરોજ પ્રભાતમા પતિના ઉઠ્યા પૂર્વે ઉઠવુ અને પછી પોતાના છોકરાને ઉઠાડી, આખ, મોઢુ ધોઇને વડીલોની પાસે પ્રણામ કરવા મોકલવા, કારણ કે તેમ કરવાથી છોકરાઓ વિવેકી બને છે તથા વૃદ્ધોના આશીર્વાદથી તેઓના આયુષ્યમા વધારો થાય છે, અનાજ વગેરે ખોરાકની જાતે જ તપાસ કર્યા કરવી, વસ્ત્રો, ઝીણા અથવા તો જાડા પોતાની શક્તિ પ્રમાણે પહેરવા, પરતુ મેલા, ગધાતા અને વાસ મારતા પહેરવા નહિ–દરરોજ ધોયેલા સ્વચ્છ વસ્ત્ર પહેરવા વગેરે સ્ત્રીઓનો વ્યવહારધર્મ બહુ ઉત્કૃષ્ટ ને ઉન્નતિમા આણનાર છે ગૃહરાજ્યની શોભા ને સ્વચ્છતાનો સર્વ આધાર પુરુષ કરતા પણ સ્ત્રીના ઉપર વધારે છે સ્ત્રીએ ઘરના કામકાજમાથી પરવાર્યા પછી પતિસેવામા તત્પર થવુ, પતિ બહારથી, કાર્યથી પરવારી સાયકાળે ઘેર આવે ત્યારે તેને પીવાને પાણી અને બેસવાને આસન આપવુ, ભોજન કરવા બેસે ત્યારે નવ નવી રસોઈ બનાવીને જાતે પીરસવી અને તે વખતે દુ ખની અથવા તો પોતાના ઘરેણા ગાઠા વગેરેની વાતો કરીને પતિને કટાળો આપવો નહિ. એવી પતિસેવા એ જ સ્ત્રીઓનો પરમ ધર્મ છે વ્રત, ઉપવાસ તથા બીજા સર્વ ધર્મકૃત્યો પતિની સેવાથી જ સફળ થાય છે સીતા, દમયતી, દ્રૌપદી, સાવિત્રી વગેરે સતી સ્ત્રીઓ પોતાના ઘરમા હજારો દાસીઓ છતા પણ જાતે જ પતિસેવામા રાતદહાડો તત્પર રહેતી હતી એટલુ જ નહિ, પરતુ પતિના દુ ખમા ભાગ લેવા માટે સતી સીતાએ રાજ્યસુખનો એકદમ ત્યાગ કરીને રામ સાથે વનવાસ વેઠવાનુ પણ અગીકાર કર્યું હતુ, વીરપત્ની દ્રૌપદીએ પણ પાડવોની પાછળ છાયાની પેઠે વનમા રખડી રઝળીને તેઓના દુ ખમા ભાગ લીધો હતો અને સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મનું પવિત્ર ચરિત્ર આ જગતમા લાબા વખત માટે મૂકી ગઈ છે સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મને લીધે જ મોટમોટા મુનીશ્વરો પણ સ્ત્રીઓના ચરણની પવિત્ર રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે સ્ત્રીઓને સર્વ ધર્મમા પતિસેવા, એ જ મુખ્ય ધર્મ છે અને તેમા તેનુ પરમ કલ્યાણ સમાયલુ છે હે સાધ્વીઓ ! આવો પતિવ્રતાનો ધર્મ સાભળીને તમારા મનમા કદાચ શકા થશે કે, નિ સ્વાર્થપણે પોતાના

ક્ષુધાદિક તજી દઇને સેવા કેમ થઈ શકે ? અર્થ વગરની સેવાનુ પ્રયો-જન શુ ? તેનો ખુલાસો સાભળો પોતે પોતાના મનથી પોતાના સેવ્યની સેવાને અર્થે સ્વસુખાદિકનો ત્યાગ કરવાથી તે સુખાદિક નાશ પામતા નથી, પણ ઉલટા વૃદ્ધિ પામે છે વધારે તો શું, પણ એ સેવા પોતે જ સર્વાંગે સુખરૂપ છે એટલુ જ નહિ, પણ તેનુ પરિણામ પરમ અવિ-નાશી સુખ આપનારુ નિવડે છે સેવા જો કે દેખીતી સેવ્યને જ સુખ કરનારી છે, પણ તેમા સેવકના સર્વ સુખોનો સમાવેશ થાય છે તાત્પર્ય એટલુ જ સમજવાનુ કે—જેમ ભક્તજન પોતાના સેવ્ય શ્રીહરિને સારુ ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ સામગ્રી સિદ્ધ કરીને, તેમને નિવેદન કરે છે, પણ પછી તેનો પુણ્યરૂપ પ્રસાદ પોતાના સ્નેહી સજ્જનો સાથે જમીને પોતે પરમ સુખનો અનુભવ કરે છે, એમા સામગ્રી સિદ્ધ કરીને, સેવ્ય-ભાવથી શ્રીહરિને સમર્પણ કરવાનુ ગર્ભિત ફળ તેને જ મળે છે અને તેથી જે આનદ થાય છે, તેની બલિહારી શુ ગાઉં ? મેં માત્ર સેવાના ઐહિક સુખનુ જ—એટલે કે સેવા સ્વત સુખરૂપ છે તેનુ જ દિગ્દર્શન કરાવ્યુ છે તેવી જન્મપર્યંત કરેલી સમસ્ત સેવાનુ ફળ તો એટલુ બધુ અમૂલ્ય છે, કે જેનું વર્ણન મારી જીભે થઈ શકે તેમ નથી.”

એટલુ કહીને પુન તે બાળયોગી બોલ્યા, “મન, વાણી અને કાયા, એ ત્રણે સાધનોથી પોતાના સ્વામીની સેવા કરે, તે જ ખરો સેવક, અને તે જ ખરી સતી ! જે સ્ત્રીનુ આ વૃત્તાત મે તને કહેવાનો આરભ કર્યો છે, તે સર્વાંશે તો નહિ, પરતુ બહુ અશે પતિવ્રતા છે તેણે પોતાના દેવરૂપ સ્વામીને સેવાથી બહુ બહુ પ્રકારે સતુષ્ટ કીધા હતા અત કરણમા તેને જ પોતાનુ સર્વસ્વ, પોતાનુ દૈવત અને પોતાનો પ્રભુ માનતી હતી, આત્મા કરતા પણ તેને અધિક પ્રિય ગણતી હતી મનસા, વાચા, કર્મણાથી સદા તેને જ સતુષ્ટ રાખવા મથતી. પતિના સુખે સુખી અને આનદે આનદી હતી પતિને કઈ પણ ઓછુ લાગે, તેવુ પોતાના મુખથી બોલતી નહિ. તે સદા જ, અતિ હિતકારી ને સાચુ છતા બહુ પ્રિય લાગે એવી મજુલ વાણી વદતી શરીર પણ રાત્રિ, દિવસ સ્વામીસેવામા જ તેણે નિયત કરી દીધેલુ હતુ સ્વામીની આજ્ઞાનુ અસ્ખલિત પાલન કરવુ, એને તે પોતાનુ પ્રથમ કર્તવ્ય સમજતી હતી પોતાના પિતાને ત્યા સધનતા હોવાથી ત્યા તેણે અનેક રાજસી વૈભવો ભોગવેલા, એટલે તેની મનોવૃત્તિઓ બહુ

રજોગુણી થયેલી હતી, તથાપિ પરમ સત્વશીલ અને ઋષિધર્મ પાળતા એવા પોતાના બ્રહ્મનિષ્ઠ સ્વામીનો નિત્ય સહવાસ થતા તે સર્વાંગે બદલાઈ ગઈ હતી,-સત્વગુણી થઈ હતી પોતાના સ્વામીની પેઠે यदृच्छालाभसन्तुष्ट જે મળે, કે જે હોય, તેમા સતોષ માનીને વ્યવહાર ચલાવતી હતી હે સાધ્વીઓ! તમે જાણો છો કે, ઘરસસારમા કોઈ વસ્તુ વગર તે ચાલે? તેમા જોઇતી કોઈ વસ્તુ દ્રવ્યાવના શું મળે છે? સસારમા ડગલે ડગલે દ્રવ્યની અત્યાવશ્યકતા પડે છે દ્રવ્ય વગર ગૃહસ્થાશ્રમ ચલાવવો, એ ભાગેલા પૈડાથી ગાડુ ચલાવ્યા સરખુ છે તેને પ્રસગે જે હોય તેમા જ સતોષ માનીને રહેવુ, એ સામાન્ય પુરુષ કિંવા પ્રાકૃત વિલાસેચ્છુ સ્રીથી બને એમ નથી એવા વ્યવહારથી તો સદસદ્ વિચારવાન્ વિવેકી ને વૈરાગ્યશીલ દપતી જ વર્તી શકે છે તે સ્રીનો પતિ તો સૌ વાતે યોગ્ય જ હતો, પરન્તુ તેની સ્રીનુ મન વ્યવહારના વૈભવ ભોગવવાને સમર્થ આતુર બનતુ કોઈ કોઈવાર પોતાના દ્રવ્યહીન લૂખા ગૃહસસારથી તે સ્રી બહુ જ કટાળતી અને સ્રીસ્વભાવને વશ થઈ પોતાનો ઉભરો સ્વામીની આગળ ખાલી પણ કરતી સ્વામી બહુ બહુ દૃષ્ટાતો અને સિદ્ધાતોથી તેને સમજાવી શાવ કરતો, અને કહેતો કે,-'હે સાધ્વી! આપણે સામાન્ય મનુષ્યની પેઠે માત્ર ઘરસસાર ભોગવવામા જ આપણા આ ઉત્તમ જન્મનુ સાર્થક્ય સમજવાનુ નથી, પરતુ ભગવત્પ્રાપ્તિ કરીને આ જન્મ મરણરૂપ ભવસાગરમાથી તરી જવા માટે, મહાન્ પુરુષાર્થ કરવાનો છે શાસ્રમા કહ્યુ છે કે, "ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रकामाय नेष्यते। ज्ञानाय तपसे चैव प्रेत्यानन्त्यसुखाय च॥ બ્રાહ્મણનુ ખોળિયુ ક્ષુદ્ર વિષય ભોગવવા માટે નિર્માણ થયુ નથી, પરન્તુ તે તો જ્ઞાન અને તપ માટે તથા મરણ પછી મોક્ષ માટે નિર્માણ થયુ છે-" ત્યારે તુ વ્યર્થ ચિંતા શાને કરે છે? તુ લક્ષ્મીની લાલસા શા સારુ કરે છે? એ શ્રી તો સર્વ સુખ-કલ્યાણનો નાશ કરી, મોહમા નાખીને ખસી જનારી છે માટે લક્ષ્મીને વજી લક્ષ્મીપતિનુ સ્મરણ કર, જેથી આપણુ શીઘ્ર કલ્યાણ થાય, અને આ સસારરૂપ રઘવાયા અવગ્રહનો અત આવી જાય!' સ્વામીના માન માટે તુરત તો તે સ્રી સર્વ મનોવૃત્તિઓને ઉપરથી દબાવી દેતી, પણ અદરથી તેનુ મન વાળ્યુ વળતુ નહિ. આવુ ઘણીકવાર થતા તેના સ્વામીને બહુ ખેદ થતો ને સસારની માયામા લચીપચી રહેલી સ્રીના સહવાસથી પોતાના ઉભય લોકને બગાડશે અને પોતાના પરમાર્થ લાભમા અતે પથ્થર પડશે,

માટે હવે શીઘ્ર નિ સગ થઈ જવુ, એવો તેને નિશ્ચય થયો હોવો જોઇએ ને તેથી એક દિવસે પ્રાત કાળે તે પતિવ્રતાએ, તેનો સ્વામી સ્નાન સધ્યાથી પરવારી શિવપૂજન કરવા સારુ નગરથી થોડેક દૂર આવેલા શિવાલય પ્રતિ જવાને ઘરમાથી નિકળ્યો તે વેળા કહ્યુ, 'વહેલા પધારજો' ત્યારે તેણે કિંચિત્ હસવા સાથે ઉત્તર દીધુ, "તારે દ્રવ્યની બહુ અપેક્ષા છે, તો તે પૂર્ણ કરવા માટે મારો વિચાર છે કે, હુ ભગવાન્ શકરને પ્રાર્થના કરીશ એ કારણથી મને આવતા વિલબ થાય તો તારે ગભરાવુ નહિ' એટલુ કહીને તે પવિત્ર પુરુષ યથેચ્છપણે ચાલ્યો ગયો તે ફરીને આજ દિન સૂધી પાછો આવ્યો જ નથી "

અહી સૂધીનો વૃત્તાત કહેતા કહેતા પુન તે બાળયોગીના નેત્ર જળથી ભરાઈ આવ્યા, કઠ ગળગળો થઈ ગયો, પરન્તુ મનોવૃત્તિને મહાકષ્ટે દબાવીને તે બોલ્યો, "જુઓ, આ સ્ત્રીસ્વભાવનો મહિમા! આમા કોનો વાક? તે સ્ત્રી તો અદ્યાપિપર્યંત એમ જ કહે છે કે, મે મારા સ્વામી નાથને યત્કિંચિત્ પણ દૂભવ્યા નથી, પણ કોણ જાણે એમના મનમા શુએ આવ્યુ હશે, કે જેથી તે ચાલ્યા ગયા છે! પરતુ તે સ્ત્રીને મનમા તો એવો અનિવાર્ય પશ્ચાત્તાપ થાય છે કે, મે અભાગણીએ હાથે કરીને જ મારા પતિનો સદાનો વિયોગ વ્હોરી લીધો છે, એમા એ મહાપુરુષનો કશો પણ વાક નથી અસ્તુ

"સ્વામીના ગયા પછી, નિત્યનિયમ પ્રમાણે હમણા ઘેર આવશે, એમ સમજીને તે સ્ત્રી રુડી રીતે સર્વ રસોઈ તૈયાર કરીને પતિની વાટ જોતી બેઠી મધ્યાહ્ન વીતી ગયા, અપરાહ્ન વેળા થઈ, સધ્યાકાળ પણ મટી ને રાત્રિ પડી, તોય તેના સ્વામી આવ્યા નહિ તે સ્ત્રી બહુ ચિન્તાતુર થઈ ગઈ તેના મનમા મોટો ધ્રાસકો પડ્યો, હૃદય બહુ વ્યાકુળ થઈ ગયુ પોતાના સ્વામીના સ્નેહીઓ, જેઓ તેનો નિત્ય સત્સમાગમ કરવા આવતા, તેઓદ્વારા તેણે શિવાલય અને બીજા અનેક સ્થાનોમા તે મહાત્માની શોધ કરાવી, પણ તેનો પત્તો મળ્યો જ નહિ પછી મહાશોકાકુલ થઇને તે ગાઢ સ્વરે રુદન કરવા લાગી તેનુ કલ્પાત સાભળી, એકઠા થયેલા કેટલાક સગા સ્નેહીઓએ ને આડોસી પાડોસીઓએ, બહુ બહુ રીતે સમજાવીને તેને ધીરજ આપી, પણ તેનુ મન કેમ વળે? અતરનો ઘા કેમ સહન થઈ શકે? રાધ્યા રજક રહ્યા, સઘળુ અન્ન ગાયને ખવરાવી દઈ, તે રાત્રિ તે સ્ત્રીએ

